સચિત્ર

ગુજરાતી

# ...વી પહેલી ચોપડી.





રચનાર

મર્હુમ સુંદરજી મૂળજી શેઠ.

રચનાર,

## મર્હુમ સુંદરજી મૂળજી શેઠ

પ્રાથમિક શાળા સુપર્વાઇઝર,

સંસ્થાન જુનાગઢ.

---

પ્રસિદ્ધ કરનાર,

## સુરજલાલ સુંદરજી શેઠ

જુનાગઢ.

---

આવૃત્તિ અઢારમી. પ્રત ૧૫૦૦૦.

સંવત ૧૯૮૨. ઇ. સ. ૧૯૨૬.

---

મૂલ્ય પોણા બે આના

સચિત્ર

ગુજરાતી

# નવી પહેલી ચોપડી.

મુંબઈ,

ભાયખલા પરેલ રોડ ઘર નં. ૩૫૪૪ માં "તત્વ-વિવેચક"
છાપખાનામાં રા. યશવંત કાશીનાથ પડવળે છાપી તે
સુરજલાલ સુંદરજી શેઠે જુનાગઢમાં
પ્રસિદ્ધ કીધી.

Printed by Mr. Yeshwant Kashinath Padwal, at the Tatva
Viveebaka Press, No. 3544, Parel Road, Byculla, Bombay.
and Published by Surajlal Sunderji Sheth,
JUNAGADH.

# આ ચોપડી શિખવવાની રીત.

૧. શિક્ષકે બાળવર્ગમાં બાળકોને ગુજરાતી મૂળાક્ષર કયા ક્રમે તથા કેવી યુક્તિથી શિખવવા તેનો વિચાર **આ ચોપડીમાં** કર્યો નથી; તે બાબત શિક્ષકોની મુનસફી ઉપર સોંપીએ છીએ. આ ચોપડીની **શરૂઆત** મૂળાક્ષરના પુનરાવર્તનથી થાય છે. માટે શિક્ષકે, બાળકો મૂળાક્ષર બરાબર ઓળખે છે કે નહિ તેની ખાતરી થવા માટે વ્યંજનમાં **અ સ્વર** ભળેલો હોય તેવાજ અક્ષરના શબ્દ જેવા કે, **પગ, રથ,** વગેરે મોઢેથી બોલી બાળકો પાસે પાટિઆપર ગોઠવાવવા તથા પાટીપર લખાવવા. બાળવર્ગમાં બાળકો **મૂળાક્ષર** લખતાં શીખે છે તેથી લખવામાં અડચણ આવશે નહિ.

૨. બારાક્ષરીના ક્રમપ્રમાણે અનુસ્વારને ઉપયોગ કરવાથી અનુક્રમે દરેક સ્વર વ્યંજનમાં ભળેથી ફરી નવા શબ્દ અનુસ્વારવાળા **જોડવા** પડે તેથી શબ્દભંડોળ વધી જાય, તથા શરૂ પાઠમાં વાક્યરચનાની અનુકૂળતા **આવે** નહિ, **તેથી** બાળકોની **સમજ** શક્તિમાં આવે અને શિક્ષણક્રમ જળવાય. તેવી રીતે અનુસ્વારનો **ઉપયોગ** કર્યો છે.

૩. બીજી કલમમાં જણાવ્યા પ્રમાણે બાળકોને વ્યંજનસાથે **અનો** ઉપયોગ કરતાં આવડયા પછી **આનો** ઉપયોગ શિખવવાનો છે. જાણીતાપરથી અજાણ્યાપર જવામાં બાળકોને અધિક આનંદ **થાય છે,** માટે વ્યંજનમાં **આ** સ્વરનો ઉપયોગ સમજાવવા સારૂ તેજ નિયમને અનુસરી બાળકોને કહેવું, કે જુઓ, પાટિઆપર લખેલા **ઘર, રમ,** શબ્દ વાંચી તથા લખી બતાવો. બાળકો વાંચી તથા લખી બતાવે એટલે શિક્ષકે કહેવું, કે જુઓ. તમને **રમ** ઉપરથી રામ લખતાં શિખવું છું. એમ કહી શિક્ષકે પોતે પાટિઆપર **રમ** શબ્દ નીચે [૧]**રામ** શબ્દ **લખવો.** તેવા ઘણા શબ્દો લખી **પછી** તેના **તફાવત** શિક્ષણ **શૈલીમાં** આગળ બતાવ્યા **મુજબ પૂછી** કાનો મળવાથી **આ સ્વરનો ઉચ્ચાર થાય છે તે સમજાવવું.** પછી એ પ્રમાણે ઘણા વ્યંજનમાં કાનો વધારતાં શિખવવું.

શિક્ષકે શિક્ષણના એજ નિયમને વળગી વ્યંજનસાથે દરેક સ્વરનો **ઉપયોગ સમજાવવાની** તજવીજ કરવી, **આ ચોપડીમાં** શિક્ષકો

---

[૧] મૂળાક્ષરનાં પત્તાં સાથે સ્વરનાં ચિહ્નનાં પત્તાં એવાં બનાવેલાં જોઇએ કે કોઈ પણ વ્યંજનનાં પત્તાં સાથે કોઈ પણ સ્વરનાં ચિહ્નનું પત્તું મૂકવાથી, નવો અક્ષર થાય. આવી ગોઠવણ મૂળાક્ષરનાં પત્તામાં કરવામાં આવે તો **શિક્ષકો** બાળકો પાસે નવા શબ્દ પત્તાંથી જોડાવી શકે.

માટે નમુના દાખલ દરેક સ્વરનો વ્યંજન સાથે ઉપયોગ કેવી રીતે સમજાવાય તેનું ફક્ત એકેકું દૃષ્ટાંત આપી શિખવવાની શરૂઆત કરી બતાવી છે, પણ શિક્ષકે તો તેવાં ઘણાં દૃષ્ટાંત દરેક સ્વરનો ઉપયોગ શિખવતી વખત આપવાનાં છે.

૪. હ્રસ્વ ઇ ને દીર્ઘ ઈ વ્યંજન સાથે જોડીને બોલવામાં નાનાં બાળકો સ્વાભાવિક રીતે દીર્ઘ ઈ પોતાની મેળેજ બોલતાં શીખે છે, તેમ હ્રસ્વ ઇ નો શરૂઆતમાં ઉપયોગ પણ થોડો થાય છે, માટે વ્યંજનસાથે સ્વરના ઉપયોગના શિક્ષણક્રમમાં દીર્ઘ ઈ પહેલી દાખલ કરી હ્રસ્વ ઇ છેલ્લી રાખી છે.

૫. હ્રસ્વ ઉ ને દીર્ઘ ઊના વ્યંજનસાથે ઉપયોગમાં તેનો મૂળક્રમ કાયમ રાખ્યો છે, કેમકે બાળકો સ્વાભાવિક રીતે હ્રસ્વ ઉ મળેલા અક્ષર પહેલેથીજ બોલતાં શિખે છે.

૬. ત્રીજી કલમમાં જણાવ્યા પ્રમાણે દરેક સ્વર માટે શિખવવાનું છે; પણ તેમાં એટલી વાત ધ્યાનમાં રાખવી, કે જે સ્વરના મેળાપથી નવો શબ્દ તૈયાર કરતા હોઇએ તે સ્વરના પહેલાં આવી ગએલા સ્વરનો નવો શબ્દ જોડવામાં ઉપયોગ કરવો પણ તે પછી જે સ્વર આવવાના છે તેનો ઉપયોગ કરવો નહિ.

૭. ઉપર બતાવેલી રીતે શિક્ષકે નવા શબ્દ તૈયાર કરવા, તે બાળકોના જાણવામાં હોય તેવા કરવા. આ ચોપડીમાં પાઠને મથાળે આપેલા શબ્દ બાળકોને પ્રથમ વાંચતાં શિખવી તે માંહેના કઠણ શબ્દ પાઠમાં વાંચવામાં આવે ત્યારે તેનો અર્થ સમજાવવો. એક પાઠ પાકો આવડે ત્યારેજ બીજો પાઠ શિખવવો. એ રીતે આખી ચોપડી શિખવવી.

૮. બાળચિત્ર પોથીમાં રહી ગએલા મૂળાક્ષર ઉપરાંત આ ચોપડીમાં જોડાક્ષર દાખલ કર્યા છે. બાળકોને જોડાક્ષર શિખવતી વખત શિક્ષક નીચેની બાબત ઉપર ધ્યાન આપશે, તો આ અને બીજી ચોપડીમાં તે સંબંધી બાળકને ચોખ્ખું જ્ઞાન થશેઃ—

૧. ઊભી લીટી વગરના વ્યંજન અડકાડવાથી અને લીટીવાળા વ્યંજનમાંથી લીટી કાઢી નાખી અડકાડવાથી જોડાય છે. ક્+ય=ક્ય. ખ્+ય=ખ્ય કેટલાક અક્ષર અડકાડવાથી જોડાય છે, પણ તેમાં વિશેષ લક્ષ આપવાનું છેઃ—દ્+મ=દ્મ. હ્+ય=હ્ય. વગેરે.

૨. ર્ની સાથે કોઇપણ અક્ષર જોડવો હોય તો ર્નું રૂપ ( ˚ ) આવું થાય છે. કર્યું=કર્યું.

૩. કોઇપણ વ્યંજન પછી ર આવે તો જોડવામાં રને બદલે તેનું મૂળ લિપિનું – આવું ચિહ્ન વપરાય છે. ત્ + ર = ( + – = ત્ર.

૪. કેટલાક વ્યંજન સાથે અમુક અક્ષર જોડાવાથી નવાં રૂપ થાય છે. શ્ + ર = શ્ર. ક્ + ષ = ક્ષ. જ્ + ઞ = જ્ઞ.

૫. આ ચોપડીમાં વિસર્ગનો પણ ઉપયોગ કર્યો છે, તેપર પણ બાળકોનું લક્ષ ખેંચવું.

૬. આ ચોપડીમાં બાળસ્વભાવને અનુસરતી કવિતા દાખલ કરેલી છે. તે પ્રથમ શિક્ષકે બાળકોની સાથે બોલી બતાવી, એટલે બાળકો પોતાની મેળે ચોપડીમાં જોઈ બોલતાં શિખશે. કવિતાનો ભાવાર્થ સમજવા સારૂ તેમાં આવેલા અઘરા શબ્દો કવિતાની નીચે સમજાવ્યા છે. તેપર બાળકોનું લક્ષ ખેંચવું.

---

## મૂળાક્ષર.

અ આ ઇ ઈ ઉ ઊ ઋ

એ ઐ ઓ ઔ અં અઃ

ક ખ ગ ઘ ઙ

ચ છ જ ઝ ઞ

ટ ઠ ડ ઢ ણ

ત થ દ ધ ન

પ ફ બ ભ મ

ય ર લ વ

શ ષ સ હ ળ

ક્ષ જ્ઞ.

## સ્વરનાં ચિહ્ન[1].

અ આ ઇ ઈ ઉ ઊ એ ઐ ઓ ઔ અં અઃ

ા િ ી ુ ૂ ે ૈ ો ૌ ં ઃ

---

૧ યુરોપિઅન વિદ્વાનોની સૂચનાથી તેમના માટે આ સ્થળે સ્વરનાં ચિહ્ન બતાવ્યાં છે.

પાઠ ૧*.

ઘર.



રથ.





બળદ.

તલ. મગ. વડ. રમ. મધ.

* આ પાઠ બાળવર્ગના શિક્ષણના પુનરાવર્ત્ત સારૂ છે.

હળ.



પગ.



કલમ.



ઘંટ.



શંખ.



છગન. મગન. રમત. ગમત.

## પાઠ ૨.

[1]ક્ + આ = ક + ા = કા.

મા. બા. ભા. જા. પા. ખા.

| | | |
|---|---|---|
| બા, ખા. | ભા, જા. | મા, પા. |
| મા, જા. | બા, જા. | ભા, ખા. |
| જા મા. | જા બા. | જા ભા. |

## પાઠ ૩.



# ગાય.

| | | | |
|---|---|---|---|
| કાકા. | હાથ. | તાતા. | ભાત. |
| મામા. | નાક. | રામ. | આપ. |
| બાપા. | કાન. | ભાઈ. | ગયા. |

| | |
|---|---|
| બા, તાતા ખા. | મા, તાતા આપ. |
| મા, ભાત આપ. | ભાઈ, ભાત ખા. |
| બા, આ તલ ખા. | બા, મામા ગયા. |
| ભાઈ, કાકા ગયા. | જા બા, તાતા ખા. |

૧. પાઠ ૨ થી ૨૫ સુધી પાઠનાં મથાળાના વ્યંજનમાં સ્વર જોડવાની બતાવેલી નિશાનીઓ શિક્ષક માટે છે. વિદ્યાર્થીને તો પૃષ્ઠ ૭–૧૧ સુધીમાં બતાવેલી રીતે શિખવવાનું છે.

## પાઠ ૫.

ક્ + ઈ = ક્ + ી = કી.

| ઘી. | પી. | બી. |
| --- | --- | --- |
| પી બાં. | જા મા, પી. | ભા, પી જા. |
| પી જા. | પી જા, બા. | આ ઘી ખા. |
| બા પી. | બા, જા પી. | બા, પી જા. |
| જા પી. | બા, બી ખા. | જા, ભા પી. |
| મા પી. | મા, ઘી ખા. | બા, ઘી ખા. |

પાઠ ૪.

મા, તલ આપ.

જા ભા, તલ ખા.

બા, આ તાતા ખા.

ના, મા, ભાત આપ.

જા બા, ભાત ખા.

મા, મામા ગયા.

ભાઈ, તાતા ખા.

મા, મધ આપ.

પાઠ ૭.

# જી.[૧] જીજી.[૨] ગીત.

જી, આ બી ખા.
બા, જીજી આવી.
જીજી ગીત ગા.

બા, જી આવી.
જી, આ ઘી ખા.
જીજી, ઘી આપ.

---

૧. જેની સાથે દીર્ઘ ઈ મળી છે. ૨. જીજી છોડીનું નામ છે.

પાઠ ૬.

કાકી. માસી. આવી.
મામી. ભાભી. લાવી.

મા, કાકી આવી.
કાકી તલ લાવી.
કાકી, તલ આપ.

બા, મામી આવી.
મા, ભાભી ગઈ.
માસી, મધ આપ.

ખીર. ખાધી.

ભાઈ, ખીર ખા.
બા, ખીર ખાધી.
માસી, ઘી આપ.
બા, ગાય આવી.

આ તાતા ખા, બા.
બા, કાકી આવી.
કાકી, આ ઘી ખા.
આ બી ખા, બા.

# પાઠ ૮.

ર + ઉ = ર + ુ = રુ.

## પુરી. લાડુ. આજ. નથી.

| | |
|---|---|
| મા, લાડુ આપ. | ભાઈ, જી આવી. |
| જા ભા, લાડુ ખા. | જી, લાડુ આપ. |
| બા, કાશી આવી. | આજ લાડુ નથી. |
| કાશી, ગીત ગા. | આ પુરી ખા. |
| મા, માસી આવી. | બા, પુરી આપ. |
| માસી પુરી લાવી. | મા, ગાય આવી. |

( ૦ )

મા, જીજી આવી.
જીજી તાતા લાવી.
જી, તાતા ખા.
ના, બા, ભાત આપ.
જી, આ ભાત ખા.
ભાઈ, બા આવી.
આવ બા, ખીર ખા.

## પાઠ ૧૦.

ર્ ની સાથે ઉ = રુ. ( આ પ્રમાણે મળે છે. )

## મારું. શું. આપું.

બા, લાડુ આપ.
ભાઈ, આપુંછું.
તારું નામ શું ?
મારું નામ મગન.

શું આપું, બા ?
ભાઈ, લાડુ આપ.
બા, તું લાડુ ખા.
હું જાઉંછું, બાપા.

---

* ખાઉં + છું=ખાઉંછું. આપું + છું=આપુંછું. વગેરે ત્રણ અક્ષરના શબ્દ બે શબ્દ મળીને થયા છે.

પાઠ ૯.

| | | |
|---|---|---|
| હું. | મીઠું. | જાઉં. |
| તું. | ખાઉં. | છું. |

જા ભા, ખીર ખા.
ના, બા, તું ખા.
ભાઈ, તું લાડુ ખા.
મા, હું જાઉં ?
હા ભાઈ, તું જા.
બા, તું આ બી ખા.

ભાઈ, તું આવ.
આ ભાત ખા.
મા, મીઠું આપ.
હું તાતા *ખાઉં છું.
બા, તું પુરી ખા.
હું તલ ખાઉં છું.

પાઠ ૧૨.

ર્ ની ઊ = રૂ. ( આ પ્રમાણે મળે છે. )

## માળી.

બા, રૂ આપ.
મા, આ રૂ આપું?
બા, જો રૂ લાવી.
હું આ રૂ લઉં!

## પાણી.

મા, પાણી પા.
ભા, તું દૂધ પી.
માળી ફૂલ આપ.
આજ ફૂલ નથી.

## પાઠ ૧૧.

ક્ + ઊ = ક્ + ૂ = કૂ.

# દૂધ. બૂમ. ફૂલ. ભૂખ.

મા, હું ભૂખી છું.
બૂમ પાડ નહિ.
આવ, આ પુરી ખા.
બા, તું દૂધ પી.
ભા, તું પુરી ખા.

મારું ફૂલ આપ.
માસી દૂધ લાવી.
માસી, દૂધ આપ.
ભાઈ, દૂધ આપું છું.
આવ બા દૂધ પી.

આવ ભા, આ પુરી ખા.
બા, આજ તું શું લાવી ?
ભાઈ, હું દૂધ લાવી છું.

પાઠ ૧૩.

ક્ + એ = ક + ે = કે.

તે. લે. દે. છે. જે. કે.

| | | |
|---|---|---|
| એ બી છે. | આ ભૂ છે. | આ ઘી છે. |
| તું તે લે. | તું તે પી. | તું તે ખા. |

મા, આ ઘી છે કે ભૂ ?
જે છે તે તું લે, ભા.
લે બા, આ ભૂ છે, તું પી.

પાઠ ૧૪.

| | |
|---|---|
| મા, આ રૂ છે ? | બા, એ બી છે. |
| હા, એ રૂ છે. | તું તે બી ખા. |
| આ રૂ તું લે. | બા, આ ભૂ છે ? |
| બા, તું આ લે. | ના, એ ઘી છે. |
| મા એ શું છે ? | તું તે ઘી લે. |

પાઠ ૧૫.

## કેરી. તારે. મારે. મને. પટી.

| | |
|---|---|
| તારે કેરી ખાવી છે? | મને ખાવા દે, બા. |
| હા, મારે ખાવી છે. | તારે શું ખાવું છે? |
| મા, મને કેરી આપ. | મને લાડુ આપ. |
| આ પાકી કેરી લે. | લાડુ પેટીમાં છે. |

પાઠ ૧૬.

| | | | |
|---|---|---|---|
| બેન. | ઘેર. | બેઠી. | કહે. |
| એક. | રમે. | ચરે. | આપે. |

| | |
|---|---|
| બેન ઘેર જાયછે. | બા, માને કહે; |
| ભાઈ દડે રમેછે. | મને દૂધ આપે. |
| એક ગાય બેઠી છે. | બેન ભૂખી છે. |
| બીજી ગાય ચરેછે. | તને પુરી ખાવા દે. |

પાઠ ૧૭.

## તેલ. પછી. ખાજે.

| | |
|---|---|
| તારે ઘેર શું હતું? | હું તાતા ખાઉં છું. |
| મારે ઘેર લાડુ હતા. | તાતા પછી ખાજે. |
| લે, આ લાડુ ખા. | તારે દૂધ પીવું છે. |

| | |
|---|---|
| મારે ઘેર કેરી છે. | ભાઈ ઘેર જાય છે. |
| તેં કેરી ખાધી છે? | તને દૂધ પીવા દે. |
| હા, મેં ખાધી છે. | બાને શું ખાવું છે? |
| લે, આ કેરી ખા. | તને ભાત ખાવા દે. |
| ના, ભા, તું ખા. | લે, આ ભાત આપ. |

---

પાઠ ૧૯.

થઇ. હેશે. આપજે.

મારી બેન ભૂખી થઈ છે.

બેન, તારે શું ખાવું છે?

મારે ખીર ને પુરી ખાવી છે.

બા, આ તેલ છે.
એ તેલ મારૂં છે.
એ તેલ હું લઉં?

હા, તું તેલ લે.
મા, મને ખાવા દે.
આવ, આ લે.

પાઠ ૧૮.

તેં. મેં.

મને પણ ભૂખ લાગી છે.
માસી, હું મારે ઘેર જાઉં?
હા, તું તારે ઘેર જા.
તારી મા ખીર ખાવા દેશે.
લે, આ કેરી બાને આપજે.

## પૈડું.*



મારી ગાડીન બે પૈડાં છે.

---

### પાઠ ૨૦.

ક + ઓ = ક + ો = કો.

## ઘોડો.



જો બા, ઘોડો જાય છે.

---

* પૈડાંના ચિત્ર ઉપરથી 'પૈડું' એ બોલ બોલાવી અક્ષરને માથે બે માત્રા હોય ત્યારે કેમ વાંચવું તે શિખવવું.

## પાઠ ૨૧.

દોરી. બોર. આપો. આવો. જુઓ.

જો બા, આ શું છે?
ભાઈ, એ દોરી છે.
મને એ જોવા દે.
એમાં શું જોવું છે?

મને બોર આપો.
આવો બેન, આવો.
તમને બોર આપું.
જુઓ, આ બોર છે.

# પોપટ.



ગોળ. ઢોલ. જોવા. ટોપી. ડોક.

જો બા, જી આવી.
મા, હું ગોળ લઉં?
હા, તું ગોળ લે.
મા, ઢોલ વાગે છે.
હું જોવા જાઉં?
હા, તું જોવા જા.

જો, આ ટોપી છે.
એ ટોપી મારી છે.
જોઉં તારી ડોક.
ડોકમાં શું જોવું છે?
મારે ઘેર ગોળ છે?
લે, આ ગોળ ખા.

## પાઠ ૨૩.

પુતળી. તેણે. કોણે. હોય.

જુઓ, આ પુતળી છે.

એ પુતળી મને આપો.

પાઠ ૨૨.

કોણ. જાણે. કહો.

જો બા, કાકા આવે છે.
એના હાથમાં ટોપી છે.
કાકા શું માગે છે, ભાઈ.
એ તો કોણ જાણે.
જે માગે તે આપો, ભાઈ.
આવો કાકા, આવો.
તમે કહો તે આપું.
ભાઈ, મને પાણી પા.
જા બા, પાણી લાવ.

## પાઠ ૨૪.

**મોં. બહુ. રોજ. દાતણ.**

બા, નાની બેન બેઠી છે.
બેઠી બેઠી ગીત ગાય છે.
નાનો ભાઈ રમે છે.
ભાઈ, તારું મોં બહુ સારું છે.
બા, હું રોજ દાતણ કરું છું.
ભાઈ, તારું મોં જોવા દે.
પછી જોવા આવજે.

એ પુતળી તણુ માગી હતી.
કોણુ માગી હતી ?
મારી બેન માગી હતી.
શા સારૂ માગી હતી ?
જોવા સારૂ માગી હતી.
તને જોવી હોય તો આપો.

કાગડો.



જો, ઝાડની ડાળપર કાગડો બેઠો છે.

પાઠ ૨૫.

ક્ + ઔ = ક + ૌ = કૌ.

ચૌદ. સૌ.

ભાઈ, તેરને એક ચૌદ થાય.

બેન, તું ગીત ગા.

અમે સૌ સાંભળીએ.

તારે કેટલી બેનો છે ?

મારે ચાર બેનો છે.

સૌથી મોટી બેનનું નામ શું ?

તેનું નામ ગૌરી છે.

વાહ ! નામ તો બહુ સારું છે.



જો બા, બિલાડી બેઠી છે.

આજ ભાઈ ગામ જાય છે.

ના, તે નહિ જાય.

મા, હું પછી નહિ જાઉં.

મને જવા દે, મા.

હરિ નિશાળે જાય છે.

ભાઈ, તું પણ નિશાળે જા.

મા, હું નિશાળે જાઉં છું.

હરિ રોજ નિશાળે જાય છે.

---

પાઠ ૨૬.

ડ્ + ઇ = ડ્ + િ = ડિ.

હરિ. નહિ. નિશાળ.

બિલાડી.



## કેટલાં. ઢોર. માથું. જોયાં.

ભાઈ, તારા હાથ જોવા દે.
બાપા, હાથમાં શું જોવું છે?
જુઓ, આ હાથ ને પગ.
ભાઈ, તારે કેટલાં માથાં છે?
મારે એક માથું છે.
તારે પગ કેટલા છે? બે.
કોઇને ચાર પગ હોય?
હા, ઢોરને ચાર પગ હોય.
તેં ઢોર દીઠાં છે?

હા; ગાય, બળદ, એ જોયાં છે.
બીજાં ઢોરનાં નામ તમે કહો.

પાઠ ૨૮.

કુતરો.



ગધેડો.



બાપા! કુતરો, બિલાડી, ઘોડો, ગધેડો, એ ઢોર કહેવાય?
ના ભાઈ, એ બધાં ચાર પગનાં છે, પણ તેને ઢોર કહેતા નથી.
એ બધાંને પશુ કહે છે.

ટીપઃ–ભેંસ, પાડાને પણ ઢોર કહેછે. તે બાળકોને સમજાવવું.

પાંખ.    પંખી.    ઊડે.

ચકલી, કાગડો, કબૂતર, પોપટ,
એ બધાંને બે પગ ને બે પાંખ છે.
તે બધાં પાંખથી ઊડે છે,
તેથી તેને પંખી કહે છે.
ભાઈ, તું ચાર પંખીનાં નામ આપ.

---

ચકલી.



કબૂતર.



પાઠ ૨૯. સગાં.

## તમારે ફોઇ.

તારે કેટલા ભાઈ છે ?
મારે પાંચ ભાઈ છે.
બાપા, તમારે કેટલા ભાઈ છે ?
મારે એક ભાઈ છે.
તે તારા કોણ થાય ?
તે મારા કાકા થાય.
બાપા, ફોઇ તે કોણ ?
મારી બેન તે તારી ફોઈ થાય.
બા, મામા તે કોણ ?
માના ભાઇ તે મામા થાય.
બા, માસી તે કોણ ?
માની બેન તે માસી થાય.
જા ભાઈ મામી દૂધ લાવી.

| | | | |
|---|---|---|---|
| પુછડી. | ચળકતી. | સંતાઈ. | બચ્ચાં. |
| ચામડી. | ઉંદર. | તાકી. | ત્યારે. |

જો બા, બિલાડી આવી. તેની પુછડી કેવી લાંબી છે! ચામડી ઉપર પટા છે. પુછડી આમ તેમ હલાવેછે. ભાઈ, તેના ચારે પગ તો જો! પગે પંજા છે, તેમાં તીણા નખ છે. બિલાડી પોતાનાં બચ્ચાં ઉપર પંજા ફેરવે ત્યારે નખ પંજામાં ઘાલી દેછે. બા, મામાને ઘેર ધોળી બિલાડી છે. કાળી બિલાડી પણ મેં જોઈ છે. બિલાડીની આંખ બહુ ચળકતી છે. ભાઈ, બિલાડી અંધારામાં પણ દેખેછે. બિલાડીને દેખી ઉંદર સંતાઈજાયછે. જો, બિલાડી ઉંદર સામી કેવી તાકી રહી છે! દોડ, ઉંદર, દોડ! જો તું નહિ દોડે, તો બિલાડી તને પકડશે.

### પાઠ ૩૧. ગાય.



| | | | |
|---|---|---|---|
| શીંગડાં. | ખરી. | વરસાદ. | ઘાસ. |
| મચ્છર. | ફાટ. | વરસે. | ઊગેછે. |

જો બા, આપણી ગાય આવી. તેને ખાવાનું આપું? શું આપીશ, ભાઈ? પેલો રોટલો આપું, બા? ના ભાઈ, રોટલાથી એનું પેટ ન ભરાય. ત્યારે તેને શું ખાવા આપું? ઘરમાંથી થોડું ઘાસ લાવીને નાંખ. ગાય રોટલાએ ખાય પણ તેને રોટલા કોણ કરી આપે? વરસાદ વરસે તેથી ઘાસ ઊગેછે, તે ઘાસ ચરવા ગાય રોજ બાહાર જાયછે. ઘાસ ચરી આવીને આપણને મીઠું દૂધ આપેછે. જો, ગાયને બે શીંગડાં, ચાર પગ, ને એક પુછડું છે. પગની ખરીમાં ફાટ છે, તેથી ભીનીને પોચી જમીનમાં તેના પગ ઉતરી જતા નથી. પુછડાને છેડે વાળ છે, તેનાથી માખી અને મચ્છર ઉડાડે છે.

પાઠ ૩૨ ગાય.

## વાછડી. હેત. દોહવા. પ્રમાણે. સવાર. સાંજ. વાળુ. તાંબડી.

ભાઈ આપણી ગાય સવારની ચરવા ગઇ હતી. સાંજ પડી એટલે ઘેર આવી. તેની વાછડી ઘેર હતી. તેથી ગાય તેને ચાટીને પોતાનું હેત જણાવે છે. બા, વાછડી ગાયને ધાવવા સારૂ ઉતાવળી થાયછે. ભાઈ, તું વાછડી છોડ ને તાંબડી લાવ. વાછડી ધાવતી થાય, એટલે હું ગાય દોહવા બેસું. બા, બધું દૂધ દોહી લઇશ નહિ. થોડું દૂધ વાછડી માટે રાખજે. બહુ સારૂં ભાઈ! બા, ગાયનું દૂધ પીવું મને બહુ ગમેછે. લે આ થોડું દૂધ પી. રાતે વાળુમાં વધારે દૂધ આપોશ. બા ગાયને દોહી ઊભી થઈ, ને નીચે પ્રમાણે બોલીઃ—

( ભુજંગી છંદ. )

ભલી ગાય ભાળો ભલું દૂધ તેનું,
રૂપાળી દયાળી દીસે રૂડી ધેનુ[1]!
ખરે! ગાય તું છે ઘણા ગુણવાળી,
ઘણું વા'લ[2] આવે હમેશાં નિહાળી.[3]

૧ ધેનુ=ગાય. ૨ વહાલ=હેત. ૩ નિહાળી=જોઈ.

| | | | |
|---|---|---|---|
| અપાવો. | ચકરડી. | ભમરડા. | માટી. |
| ફેરવું. | ઘુઘરા. | ફેરવતાં. | આવડે. |

બાપા, આજ હું મગનને ઘેર રમવા ગયો હતો. તેનીપાસે ઘણાં સારાં રમકડાં છે. મને પણ તેવા રમકડાં અપાવો. ભાઈ, મગનપાસે જે જે રમકડાં હોય, તેનાં નામ કહે. બાપા, તેની પાસે ભમરડા, ચકરડી, અને ઘુઘરા છે. તને ચકરડી ફેરવતાં આવડે છે? હા, નાની બેન આગળ હું ઘણી વખત ફેરવું છું. બાપા, મને એક ભમરડો અપાવો. ભાઈ, આજ તો સાંજ પડવા આવી છે, માટે આવતી કાલે અપાવીશ. બાપા, કાશી બેન બહુ ડાહી છે. તે માટીના ગાય, ઘોડા બનાવે છે તેનાથી પોતે રમે છે, ને નાનાં છોકરાંને રમાડે છે. બાપા કહે, વાહ! કાશી બેન તો બહુ ડાહી. ચાલો, ચાલો, મને પણ કાશી બેનનાં રમકડાં બતાવો.

## પાઠ ૩૩ રમકડાં.



## જમીન. પૂરો. હવા. ઠોઠ. દિવસ.
## કૌવત. ખુશી. ફેંકે. કૂદે. ખુલ્લી.

ભાઈ, દરરોજ સવાર સાંજ ખુલ્લી હવામાં ફરવાની ટેવ રાખવી. બની શકે તો થોડી કસરત પણ કરવી, કેમકેઃ—

કસરતથી કૌવત વધે, આળસ રહે ન અંગ;
રોગ કદી થાયે નહિ, તાજાં રહે તન મન.

જુઓ, છોકરા ભણીને રમેછે. કેવા ખુશી થાયછે! કોઈ કૂદેછે, કોઈ દોડેછે, કોઈ દડા ફેંકેછે. એક છોકરો તો બહુ કૂદેછે. જમીનપર

## પાઠ ૩૪ રમત.





પાટચું. સુંદર. સાંકળ. ત્રણ.

મણી અને તેનો નાનો ભાઈ મોતી

પગ પણ પૂરો મૂકતો નથી. એક છોકરો જાડો છે, તે બહુ દોડી શકતો નથી. જુઓ, તે દોડતાં દો-ડતાં પડી ગયો. પાછો ઉઠીને દોડે છે. બાપા, મને પણ રમવું બહુ ગમે છે. બહુ સારું ભાઈ, તમે ખુશીથી રમો, કુદો, દોડો; પણ આખો દિવસ રમશો નહિ. જે છોકરા આખો દિવસ રમે ને ભણે નહિ, તે ઠોઠ રહે છે. ભાઈ, રમવું ને ભણવું સાથે છે. માટે રમવામાં ભણવું ભૂલશો નહિ.

## પાઠ ૩૫ હીંચકો





| | | | | |
|---|---|---|---|---|
| મેંઢું. | ધોળું. | કાતરી. | વણેછે. | વહાલાં. |
| પાછળ. | ઊન. | લુગડાં. | ટાઢ. | બકરી. |

કાશી બેન, જો આ ઘેટું છે. નાના ઘેટાને

હીંચકાપર બેઠાં છે. જુઓ તેનું પાટિયું કેવું સુંદર છે! મોતી હીંચકાપર આ પહેલીજ વાર બેઠો છે. તેથી તે જરા બીએ છે. પણ મણી તેને ઝાલી રાખેછે, ને પડવા દેતી નથી. જુઓ, મોતી પણ પોતાની બેનની પાસે બેસેછે, કે તરતજ હીંચકાની સાંકળ પકડે છે. ભાઈ બેન હીંચકાપર બરાબર બેસી રહેછે. એટલે મણી કહેછે.—મોતીભાઈ, હું એક. બે ને ત્રણ બોલુ એટલે હીંચકો ચાલતો થશે. એમ કહી મણી બોલેછે.—એક, બે, ત્રણ. તરત હીંચકો ઉપર નીચે જાયછે, તેથી મોતીભાઈ બહુ ખુશી થાયછે.

પાઠ ૩૬ ઘેટું.



મેંઢું કહેછે. ચાલ, તને બતાવું. જો, તે તેની માની પાછળ જાયછે. ચાલો, ચાલો, આપણે તેને પકડીએ. ભાઈ, તે મેંઢું તો કૂદતું કૂદતું બહુ દોડે છે. આપણાથી તે પકડાશે નહિ. તેની મા ચરવા જાયછે, તેની સાથે તે પણ જશે. બેન, આ ઘેટું ધોળું છે. કાળાં ઘેટાં પણ હોયછે. ઘેટાં બહુ ગરીબ છે, તે કોઇને દુઃખ દેતાં નથી. જો ઘેટાંનાં શરીરપર કેવું સારૂં ઊન છે! તે ઊન માણસો કાતરી લે છે. પછી તેનાં લુગડાં વણેછે. ઊનનાં લુગડાં ટાઢમાં વહાલાં લાગેછે. બકરી જેમ દૂધ દેછે, તેમ ઘેટી પણ દૂધ આપેછે. ભાઈ, મેં બકરાં પણ દીઠાં છે. તેને ઘેટાંની પેઠે આંખ, કાન, મોઢું, ખરીવાળા પગ ને પુછડી છે. પણ ઘેટાં ને બકરાં કેટલીક વાતમાં જુદાં પડેછે. બકરાંના પગ પાતળા ને મજબુત છે, ઘેટાંને તેવા નથી. બકરાંનું શરીર પાતળું ને તે પર વાળ છે. ઘેટાંનું શરીર જાડું ને તે પર ઊનનો ભાર છે. તેથી તે બકરાં જેટલું દોડી શકતાં નથી.



| | | | |
|---|---|---|---|
| આંબો. | ઘેલો. | પીપર. | ગલગોટા. |
| પારકો. | વડ. | લીમડો. | ગુલાબ. |
| ક્યારો. | કેળ. | તુરીઆં. | ગલકાં. |

બાપા, આ શેનું ઝાડ છે? ભાઈ, એ આંબો છે. જો, એને કેરીઓ બહુ આવી છે. કેટલીક કેરીઓ ખરી પડી છે. બાપા, એક બે કેરી હું લઉં? ના ભાઈ, એ આંબો આપણો નથી, પારકો છે. પારકા આંબાની કેરી ન લેવાય, ઘેલો છોકરો હોય, તેજ એવું કામ કરે.

## પાઠ ૩૭ ઝાડ.



## પાઠ ૩૮ મોર.



| | | | |
|---|---|---|---|
| કલગી. | શોધેછે. | પીછાં. | ઊભાં. |
| ચાંદલા. | અવાજ. | નાચેછે. | મજા. |

જુઓ, આ મોર છે. તેની ડોક ચળકતી છે.

બાપા, ગઈ કાલે હું આપણા બાગમાં ગયો હતો, નાની બેન સાથે હતી. અમે બંને બાગમાં ફરતાં હતાં. ફરતાં ફરતાં અમને એક બે પાકી કેરી જડી. તે કેરી અમે ખાધી. પછી અમે રમતાં હતાં. રમતાં રમતાં અમે ઘણાં ઝાડ જોયાં. તેમાં વડ, પીપર ને લીમડાનાં ઝાડ ઘણાં મોટાં છે. એક તરફ કેળ ઊભી છે. એક કયા-રામાં ગલગોટા અને ગુલાબના છોડ પવનની લહેરથી ડોલતા હતા. બાગની વાડપર તુરી-આં ને ગલકાંના વેલા પણ છે. વાહ! તમે તો બાગમાં ઘણું જોયું !



(દોહરા.)

મગન થઇને મોરલો, કળા કરે જે વાર;
પાંખ હલાવે પ્રીતથી, શોભે અપરંપાર. ૧.
સુંદર રંગે શોભતો, કાઢે રૂડો રાગ;
સુણતાં હરખે બાળકો, કંપે સઘળા નાગ. ૨.

---

અપરંપાર=ઘણો. સુણતાં=સાંભળતાં. કંપે=ધ્રુજે.

માથાપર સુંદર કલગી છે. લાંબાં લાંબાં પીછાં છે પીછાંને છેડે ચળકતા ચાંદલા છે. નાનાં છોકરાંને મોરનું પીછું મળે તો ઘણાં ખુશી થાયછે, ને એક બીજાંને દેખાડેછે. મોરને પાંખો છે, પણ બીજાં પંખીના જેટલું તે ઊડી શકતો નથી. મોરને લીલાં ઝાડોમાં રહેવું બહુ ગમેછે. તેમાં તે ધીમી ધીમી ચાલથી ફરેછે. ફરતાં ફરતાં ખાવાનું શોધેછે, ને કોઈ વાર મોટા અવાજથી બોલેછે.



મોર ખુશીમાં હોયછે, ત્યારે પોતાનાં પીછાં ઊભાં કરી નાચેછે. તે વખતે જોવાની બહુ મજા પડેછે.



## લગામ. ફલંગો. પલાણ. નક્કર.

આવ ભાઈ, આ ઘોડો જો. શેઠના ચાકરે તેની લગામ પકડી રાખી છે, તો પણ કુદેછે! લાંબી લાંબી ફલંગો મારે છે! તેની ગરદન પર કેશવાળી કેવી લબડે છે! પુછડાના લાંબા લાંબા વાળ કેવા સુંદર દેખાય છે! બાપા આવા ઘોડાપર મારાથી ન બેસાય. હું તો આપણા ઘોડાપર પલાણ નંખાવી બેસીશ. ભાઈ, ઘોડાપર માણસ બેસે છે, વખતે ભાર ભરેછે, ને ગાડીમાં પણ જોડેછે. કેટલાક દેશમાં સાંતીમાં બળદને બદલે ઘોડા જોડે છે. ઘોડાને પગે નક્કર ને આખો દાબડો છે, તેથી તે સપાટ જમીનપર ઝપાટાબંધ દોડી શકે છે. ઘોડા પોતાના પર પ્રીતિ રાખનારને બહુ ચાહે છે.

| | | | |
|---|---|---|---|
| પીલાં.[1] | ખોતરે. | માળો. | ઇંડાં. |
| કચરો. | ઝીણાં. | ઠેકાણું. | ખાડો. |
| ઢગલો. | જીવડાં. | ધણી. | નીકળે. |

આ એક કૂકડી અને તેનાં પીલાં છે. કૂકડીની પાછળ તે કેવાં દોડે છે! જુઓ, કૂકડી પગવતી કચરાના ઢગલાં ખોતરે છે. તેમાંથી ઝીણાં જીવડાં તથા દાણા નીકળે છે. તે ચણવા કૂકડી પીલાંને બોલાવે છે. પીલાં દોડતાં આવી ચણવા મંડે છે.

કૂકડી પોતાનો માળો ઝાડપર બાંધતી નથી. તે કોઇ વખત ઘાસના ઢગલામાં કે બીજે ઠેકાણે માળા જેવું કરે છે. વખતે તેનો ધણી ખાડો ખોદી માટીથી ચણી આપે છે. તેમાં કૂકડી ઇંડાં મૂકે છે, તે ઇંડાંમાંથી પીલાં નીકળે છે.

૧ કૂકડીનાં બચ્ચાંને પીલાં કહે છે.

પાઠ ૪૨ કૂકડો.

## ઊઠો. વહેલો. ઉઘાડો. હમણાં. ઝાઝી.



જુઓ છોકરાં, આ કૂકડો છે. તેનાં પીછાં કેવાં સુંદર છે! તે સવારમાં વહેલો જાગી બોલવા માંડે છે. તે તમે સાંભળો છો? હા. તે કેમ બોલે છે? કૂકડૂકૂક. તે શું કહેછે? તે તો અમે જાણતા નથી. તે કહેછે કે, જાગો, જાગો! વધારે સુઓ નહિ! આંખો ઉઘાડો ને ઊઠો! સવાર થવાને ઝાઝી વાર નથી! હમણાં દિવસ ઊગશે! બારણાં ઉઘાડો! કામે લાગો!

છોકરાં કહે, વાહ! વાહ! કૂકડાનું બોલવું માણસને બહુ કામનું છેઃ—

( ભુજંગી છંદ. )

સદા ઊઠીને કૂકડા સર્વ પે'લાં<br>
જગાડે જનોને પુકારી સુતેલાં;<br>
કહે સર્વ ઊઠો અને કામ લાગો.<br>
પહેલાં પ્રભુને નમીસા'ય માગો. ૧.

## ટુંકા. નદી. તળાવ. ડાબું. તરેછે.

તમે ભેંસ જોઈ છે ? હા, ઘણીએ. કહો, તેનો રંગ કેવો હોયછે ? ભેંસનો રંગ કાળો હોયછે. તે ઘણું દૂધ દે છે. તે દૂધ આપણે ખાઇએ છીએ. જુઓ, ભેંસનું શરીર જાડું છે. પણ તેના પગ ટુંકા છે. ભેંસની ડોક ગાયના જેટલી લાંબી પણ જાડી વધારે છે. ગાયની ડોકે ગોદડી લટકતી હોય છે, ભેંસને તેવી ગોદડી નથી. શીંગડાંમાં પણ ફેર છે, ગાયનાં શીંગડાં ગોળ

વદી કૂકડૂંકૂક એવું જણાવે,
ગયો વખત પાછો ફરીથી ન આવે;
કરો કામ રૂડાં સુખો જે વધારે,
સદા કૂકડા એ જ માટે પુકારે. ૨

---

જનો=માણસો. સહાય=મદદ. વદી=બોલી.

---

## પાઠ ૪૨ ભેંસ.



(દોહરા.)

ભેંસ ભલી છે દૂધમાં, પણ ગાંડી કે'વાય;
મળે મારગે ઊંટતો, ભડકી ભાગી જાય. ૧.
ગમાર સરખી ગાંગરે, નહિ સાન કે ભાન;
ડોબા જેવો સૌ કહે, હોય મુરખ હેવાન. ૨

---

સાન=સમજણ. ભાન=ખબર. ડોબું=ભેંસ.

ને ભેંસનાં ચપટાં છે. તે ઘણી ધીમી ધીમી ચાલેછે. ચાલતાં ચાલતાં ઉભી રહેછે. ભેંસ બહુ દોડી શકતી નથી. તેને પાણીમાં પડી રહેવું બહુ ગમેછે. નદી, તળાવ, કે પાણીથી ભરેલા ખાડા દેખે એટલે ઝટ તેમાં પડેછે. બાપા, જુઓ આપણી ભેંસ આવેછે. ભાઈ, તેને તું ઘેર હાંકી જા, પછી પાણી પા, ને ઘાસ નાંખ. બાપા, હું રોજ ગાયનું દૂધ ખાઉંછું, આજ તો ભેંસનું દૂધ ખાઈશ. ભેંસનું દૂધ અને બાજરીના રોટલા મને બહુ ભાવેછે. ભાઈ, ગાયના દૂધ કરતાં ભેંસનું દૂધ વધારે મીઠું છે. એ વાત ખરી, પણ ગાયના કરતાં ભેંસના ગુણ જુદા છે, તે સાંભળઃ—

| | | | | |
|---|---|---|---|---|
| માખણ. | તાજું. | દહીં. | રવાઈ. | છાશ. |
| તાવે. | ઊનું. | ગોળી. | વલોવે. | ચીકણું. |

તમે ઘી ખાધું છે? હાવે, અમે રોજ ઘી ખાઇએ છીએ. ઘી શામાંથી થાય? માખણને તાવે એટલે ઘી થાય. મારી મા રોજ માખણ તાવેછે. અમે રોજ તાજું ઘી ખાઇએ છીએ. તાજું ઘી બહુ સારું લાગેછે. મારે ઘેર એક ભેંસ ને એક ગાય છે. તે ઘણું દૂધ દેછે. દૂધને ઊનું કરી માંહે જરા છાશ નાંખે એટલે કેટલીક વારે દહીં થાયછે. દહીંને ગોળીમાં નાંખી મારી

( ૩૯ )

પાઠ ૪૩ થી.



## પાઠ ૪૪ માના ઉપકાર.

### પદ.

બહુ તારા ઉપકાર ! માતા બહુ તારા ઉપકાર !—ટેક.
ખાંતે ખોળે લઈ ધવરાવે, ખમી લાતના માર.—માતા.
હસતો રમતો ખુંદું ખોળો, ખુશીથી તું ખમનાર.—મા.
બોકી લઇને છાતી સરસો, દાબી તું કરતી પ્યાર.—મા.
પ્રીતે પોઢાડી અળોળો હાલાં, વદતી વા'લાં સાર.—મા.
પડું ખડું તો ખમા વદીને, કરતી વા'લ અપાર.—મા.
વીલું મોઢું મારું ભાળી, પાડે આંસુ ધાર.—માતા.

મા રવાઇથી વલોવેછે, એટલે છાશ થાયછે. છાશ ઉપર જે ચીકણું ચીકણું તરી આવે તે માખણ. માખણ પણ કોઇક દિવસ અમે રોટલા સાથે ખાઇએ છીએ તાજું તાજું માખણ ને બાજરીના રોટલા બહુ મીઠા લાગેછે. બાળકો, એક દિવસ માતા જશોદાજી છાશ કરતાં હતાં. તે વખતે—

( દોહરા. )

મા ! મા ! કરતો કાનજી, આવ્યો માની પાસ;
માખણ દેજો મા મને, તો કરવા દઉં છાશ. ૧.
પાસે જઇને પકડતો, ગોળી વાંસ કે હાથ;
રઢ જાણી મા મલકતી, દે માખણ લઇ હાથ. ૨.

વાહ ! વાહ ! જશોદાજી માતાનો કેવો પ્રેમ ! માના ઉપકારનો પાર નથી.

## પાઠ ૪૫ ત્રણ મૂળ રંગ.

**રાતો. પીળો. વાદળી. પત્તાં.**

**વિદ્યાર્થી. કંકુ. ચપળ. શાબાશ.**

મહેતાજી કહે.—વાહ! વાહ! આજતો ઘણા ખરા વિદ્યાર્થી કપાળમાં ચાંદલા કરી આવ્યા છે! માધુ! જો, મોહનના કપાળમાં કેવા રંગનો ચાંદલો છે? સાહેબ, તે તો રાતા રંગનો ચાંદલો છે. મોહન, તેં શાથી તે ચાંદલો કર્યો? કંકુથી. રાતા રંગનું તમે બીજું કાંઇ જોયું છે? હા, જી. લોહીનો રંગ રાતો હોયછે. પાકેલા મરચાંનો રંગ રાતો હોય છે.

સુખે દુઃખે લાડ લડાવ્યાં, પૂરણ ધરીને પ્યાર.—મા.
પેગ્રી ઓઢા આવું હું પાસે, મલકતે મુખડે સાર.—મા.
દુખડાં લેતી લળી લળી જોતી, હરખી વારંવાર.—મા.
મસ્તી મારી માફ કરીને, આપી શિખામણ સાર.—મા.
પાળી પોષી મોટો કીધો, છે અગણિત આભાર.—મા.
કદી કછોરૂં થાઉં ભલે પણ, તારી પ્રીતિ એકતાર.—મા.
એ ગુણ ધારી સેવા તારી, કદી ન ચૂકું લગાર.—માતા

---

ખાંતે=હોંસે. પ્યાર=હેત. પોઢાડી=સુવાડી.
અપાર=ઘણા. મલકતે=હસતે. પાળીપોષીને=ઉછેરીને.
અગણિત=ઘણા. આભાર=પાડ. એકતાર=એકસરખી.

જુઓ, મારા હાથમાં આ ગલગોટાનું ફૂલ છે. તેનો રંગ તમને કેવો દેખાય છે? વર્ગમાં જવાબ દેવામાં નાનાલાલ ચપળ હતો, તેથી તે બોલી ઊઠયો. સાહેબ, તે ફૂલનો રંગ પીળો છે. બધા વિદ્યાર્થીને નાનાલાલનું કહેવું ખરું લાગ્યું. નાનાલાલના જવાબથી મહેતાજી પણ ખુશી થયા ને શાબાશી આપી.

મહેતાજી.—પીળા રંગનું તમે બીજું કાંઈ જોયું હોય તો જણાવો. બધા વિદ્યાર્થી કહેવા લાગ્યા, સાહેબ, હળદરનો રંગ પીળો હોય છે.

મહેતાજી.—રાતો અને પીળો એ બે રંગ તો તમે બરાબર ઓળખોછો; પણ વાદળનો રંગ કેવો દેખાય છે તે કહેશો? ના, જી. તે રંગનું નામ અમે જાણતા નથી. સાંભળો, ત્યારે હું કહું. વાદળના રંગને વાદળી રંગ કહે છે. આપણી નિશાળમાં જુદા જુદા રંગનાં પત્તાં છે, તે હું તમને બતાવુંછું. તેમાંથી તમે વાદળી રંગનાં પત્તાં શોધી કાઢો. આજ આપણે કયા કયા રંગ જોયા? રાતો, પીળો ને વાદળી. તે ત્રણ રંગ તમે બરાબર ઓળખતાં શીખજો. આવતી કાલે આપણે રંગના બીજી વાતો કરીશું.

પાઠ ૪૬ મિશ્ર રંગો.

## નારંગી. લીલો. જાંબુડો. પડીકાં. પ્યાલા. આરપાર. માપ. ખાતરી.

મહેતાજી.—ગઇ કાલે તમને ત્રણ રંગ ઓળખાવ્યા હતા તે યાદ છે? હા, જી. ત્યારે તેનાં નામ બોલી જાઓ. રાતો, પીળો ને વાદળી.

જુઓ, આજ તે ત્રણ રંગનાં મેં જુદાં જુદાં પડીકાં આણ્યાં છે. તમે ઝાડમાં, ફૂલમાં અને લુગડામાં જે તરેહતરેહના રંગ જુઓ છો, તે બધા આ ત્રણ રંગની મેળવણીથી થએલા છે. તે માંહેના આજ તમને થોડા રંગ કરી બતાવું છું.

જુઓ આ કાચના પ્યાલામાં આરપાર દેખાય છે. તેમાં થોડું પાણી ભરી અંદર જુદા જુદા રંગ નાંખીશ. તે નાંખવામાં રંગનું કાંઇક માપ રાખવાની જરૂર છે. માટે દરેક રંગ આ નાની ચમચી ભરી નાંખીશ. જુઓ, આ ત્રણ વાર ચમચી ભરી રાતો રંગ પ્યાલામાં નાંખું છું. પ્યાલાના પાણીને હલાવવાથી તે કેવું દેખાય છે? રાતું. તે રાતા પાણીમાં પાંચ ચમચી ભરી પીળો રંગ નાંખી હલાવું છું. જુઓ, તેથી નવો રંગ થયો. મારી પાસે આ પાકી નારંગી છે, તેના જેવો પાણીનો રંગ દેખાય છે, માટે

પછી મહેતાજીએ ત્રીજા પ્યાલાના પાણીમાં એક ચમચી ભરી રાતો ને એક ચમચી ભરી વાદળી રંગ નાંખી પાણી હલાવ્યું, એટલે કાંઈ જુદોજ રંગ દેખાયો. તમે પાકાં જાંબુ તો દીઠાં હશે, તેના જેવો આ પાણીનો રંગ છે, માટે તેને જાંબુડો રંગ કહે છે. આજ તમને જે શિખવ્યું તે પ્રમાણે તમે તમારે ઘેર કરી જોજો, એટલે બરાબર યાદ રહેશે.

---

ટીપ:—શિક્ષકે બિલોરી કાચના પ્યાલા, ચમચી, નારંગી, પાણીનો લોટો તથા મૂળ રંગ હાજર રાખી પ્રયોગ સાથે મિશ્ર રંગનો પાઠ સમજાવવો.

તેને નારંગી રંગ કહે છે. તમારા હાથમાં નારંગી લઈ પ્યાલા પાસે રાખી ખાતરી કરો.

પછી મહેતાજીએ બીજા પ્યાલાના પાણીમાં આઠ ચમચી ભરી વાદળી રંગ નાંખીને, તેમાં પાંચ ચમચી ભરી પીળો રંગ નાંખ્યો. પછી પાણીને હલાવ્યું, એટલે લીલો રંગ દેખાયો. કહો, તમે આવા લીલા રંગનું કાંઈ જોયું છે? હા, જી. ઝાડનાં પાંદડાનો અને કાચી કેરીનો રંગ લીલો હોય છે.

## પાઠ ૪૭ શિખામણ

| | | | |
|---|---|---|---|
| ઊઠવું. | નહાવું. | ખસ. | દાંત. |
| ગંધાય. | મેલ. | ગુમડાં. | તૈયાર. |

બાળકો. પાંસરા.

સવારમાં વહેલું ઊઠવું. ઊઠીને દાતણ કરવું. દાતણ ન કરીએ તો મોં ગંધાય ને દાંત સડી જાય. પછી ઊના પાણીથી નહાવું. નહાતી વખત શરીર ચોળી મેલ રહેવા દેવો નહિ. મેલ રહે તો ખસ તથા ગુમડાં થાય. નહાયા પછી તરત લુગડાના કટકાથી શરીર કોરું કરી સાફ લુગડાં પહેરવાં. આ વખત ઘરમાં કાંઈ ખાવાનું તૈયાર હોય તો થોડું ખાઈ લેવું. પછી પોતાને કામે લાગવું. બાળકોએ નિશાળે જવું, નિશાળમાં બરાબર ભણવું, તથા પોતાના મહેતાજી કહે તેમ કરવું. નિશાળમાંથી રજા મળે એટલે પાંસરા ઘેર જવું.

## પાઠ ૪૮ નિશાળીઆને શિખામણ.

હરિગીત છંદ.

સંભારવા જગનાથને, ઊઠી પ્રભાતે પ્રીતથી;
નમવું પછી માબાપને, શાણા થઈ શુભરીતથી;
દાતણ કરી ના'વું પછી, શુભ વસ્ત્ર અંગે ધારવાં;
નિશાળમાં વે'લા જઇ, નિજ પાઠને સંભારવા.૧.



ઉંચું. પીઠ. લબડે. ભડકે. હોઠ.

જુઓ છોકરાં, ઊંટ જાયછે. એના પગ કેવા લાંબા લાંબા છે! ડોક પણ લાંબી છે. ડોકપર માથું કેવું નાનું છે! ઊંટ જેમ ઉંચું છે, તેમ તેની ડોક લાંબી છે, તેથી તે જમીનપર ચરી શકેછે, અને ઝાડનાં પાંદડાં પણ ખાઈ શકેછે. બાપા, આજ સવારે આપણા ઘર પાસેથી એક ઊંટ જતું હતું. તેની પીઠપર બે જણ બેઠા હતા. ઊંટ પર તે શી રીતે ચઢતા હશે? ભાઈ,

જઈ વર્ગમાં બેસો તહિં, નમવું ગુરૂને સર્વદા;
ભણવું હમેશાં ભાવથી, લડવું ન કો સાથે કદા;
આજ્ઞા ગુરૂની માનવી, ને બોલવું સાચું વળી;
છૂટી જવું સીધા ઘરે, નિશાળમાંથી નીકળી. ૨.

| | | |
|---|---|---|
| જગનાથ=પરમેશ્વર. | પ્રભાત=સવાર. | શાણા=ડાહ્યા. |
| શુભ=સારું. | વસ્ત્ર=લુગડાં. | નિજ=પોતાના. |
| ગુરુ=મહેતાજી, | સર્વદા=હમેશાં. | આજ્ઞા=હુકમ. |

## પાઠ ૪૯ ઊંટ.



ઊંટને પહેલાં જમીનપર બેસાડે છે, પછી તેની પીઠપર માણસ બેસે છે. માણસ બેસી રહે એટલે ઊંટ ઊભું થાયછે. ઊભું થઇને ચાલવા માંડેછે. ચાલતાં ચાલતાં ઊંટના હોઠ લબડેછે-ઊંટના પગનાં તળીઆં પહોળાં ને પોચાં છે, તેથી તે રેતાળ જમીનમાં ઝપાટા બંધ ચાલી શકેછે. ઊંટને જોઈ ભેંસ ભડકેછે; તેથી નાનાં છોકરાં કહેછે, કે ઊંટના શીંગડાં ભેંસ ચોરી ગઈ છે; માટે ઊંટને જોઈ તે નાસેછે.

( દોહરા. )

અકલ હિણુ છે ઊંટીયું, ખારીલું ખીજાળ;
ગળું વગાડી ગાંગરે, ચાલે વાંકી ચાલ. ૧.
(પણ) ભાર વહે દુ:ખો ખમે, કાપે પંથ અપાર;
રણમાં વા'ણ સમાન છે, માટે આવે પ્યાર. ૨.

પાઠ ૫૦ દરજી.

## ભલો. શીવવું. ડગલી. ઝભલું.

જુઓ, દરજી લુગડાં શીવેછે. નાનાં છોકરાંના તથા મોટા માણસના કોટ શીવીને ટાંગી રાખ્યા છે. બીજા દરજી કરતાં આ દરજી વધારે ભલો છે. શીવવું પણ સારૂં છે. તેથી લોકો ખુશીથી એની પાસે લુગડાં શીવડાવેછે.

હું પણ આ દરજી પાસે લુગડાં શીવડાવુંછું. કેમ ભાઈ દરજી, મોતીભાઈની ડગલી ને



સારાં શીવોછો, પણ વાર બહુ લગાડોછો. રોજ સાંજે લેવા આવવાનું કહો છો, ને લુગડાં તો આપતા નથી. કેમ કરીએ ભાઈ! કામ ઘણું ને શીવનાર થોડા તેથી એમ થાયછે. ચંદુલાલ સારૂ સુરવાળ ને છોટાલાલ સારૂ લેંઘી શીવવી છે, તે કયારે શીવી આપશો? હમણાં કાનજી શેઠની નાની દીકરીની ઘાઘરી તથા બદન શીવુંછું, તે શીવાઈ રહેશે એટલે તમારૂં કામ હાથમાં લઇશ.

---

અંગરખી તથા નાની બેનનું ઝભલું તૈયાર થયાં? રામભાઈ, થોડી વાર છે; આજ સાંજે આપીશ. અરે ભાઈ દરજી! તમે લુગડાં તો





દુકાન. સૂંઢ. સોય. ઘોંચી. ગંદૂં. ખરાબ.

એક દરજીની દુકાન પાસે થઈ, એક હાથી દરરોજ તળાવે પાણી પીવા જતો. તે વખત દરજી હાથીની સૂંઢમાં ખાવાનું મૂકતો. તેથી હાથી તેના તરફ સૂંઢ લાંબી કરતો. એક દિવસ દરજીએ જાણી જોઈને, ખાવું આપવાને બદલે તેની સૂંઢમાં સોય ઘોંચી; આ વખત હાથીએ વગર બોલે પોતાના મોંમાં સૂંઢ ઘાલી દીધી, ને તળાવ તરફ ચાલતો થયો. તળાવે જઈ તેણે પાણી પીધું. પછી ગામમાં પાછા આવતી વખત હાથીએ સૂંઢમાં તળાવના ખાડામાંથી ગંદૂં પાણી ભરી લીધું. ચાલતાં ચાલતાં પેલા દરજીની દુકાન આવી, એટલે હાથી સૂંઢ-

( ૮૯ )

## પાઠ પર હાથીની વારતા.



માંથી ગંદું પાણી દરજીપર ફેંકવા મંડી ગયો. તેથી દરજીનું શરીર તથા સારાં સારાં લુગડાં ખરાબ થયાં. કેમકેઃ—

( ચોપાઈ. )

મશ્કરી કરતાં માઠું થાય, કરનારો પાછળ પસ્તાય;
અણધાર્યું ફળ આવી જાય, દરજીની માફક મુંઝાય.

પાઠ ૫૨ પૈસો.

## ઢબુ. આપ્યો. કર્યું. ચળકતો.
## પાઈ. ધાતુ. નીકલ. તાંબું.

નાની બેન, મારા હાથમાં પૈસો છે તે જુઓ. એ પૈસો તમને કોણે આપ્યો? બાપાએ. મને પણ ગઈ કાલે બાપાએ એક પૈસો આપ્યો હતો, તે આ પૈસા કરતાં વધારે ચળકતો હતો. બેન, તમારા પૈસાનું તમે શું કર્યું? મેં તે પૈસાની ત્રણ પાઈ લીધી. એક પૈસાની ત્રણ પાઈ આવે? હા. તમે એ ત્રણ પાઈનું શું કર્યું? એક પાઈની ખડી લીધી, એક પાઈનું ખાવાનું, ને એક પાઈ આ રહી મારા હાથમાં. બેને ભાઈને પાઈ બતાવી, એટલામાં મા આવી, અને તે પૂછવા લાગી, શું કરોછો? આ પાઈ અને પૈસો જોઈએ છીએ. છોટાભાઈએ માને પૂછ્યું કે તમારા હાથમાં શું છે તે બતાવો. માએ ઢબુ અને આનો બતાવ્યાં તે જોઈ ભાઈ બેન ખુશી

## પાઠ ૫૩ રૂપાનાણું.

**રૂપીઆ. અર્ધોરૂપીઓ. પાવલી. બેઆની. પત્થર. રાજા. મહોરું.**

એકદિવસ લલ્લુ તેના બાપની સાથે બજારમાં ગયો. ત્યા ઓળખીતા શેઠ નવલશાની દુકાને બાપદીકરો બેઠા. એટલામાં નવલશાએ એક થાળીમાં કોથળી ઠાલવી રૂપાનાણાંનો ઢગલો કર્યો. તેમાં રૂપીઆ, અર્ધારૂપીઆ, પાવલી અને બેઆની હતાં. લલ્લુ તે ધારીધારીને જોતા હતો. એટલામાં એક મુસાફરે નવલશાના હાથમાં એક રૂપીઓ મુકી તેના અર્ધારૂપીઆ માગ્યા. નવલશાએ રૂપીઓ પત્થરપર વગાડી થાળીમાં નાખ્યો, ને બે અર્ધારૂપીઆ લલ્લુના હાથમા આપી કહ્યું કે, પત્થરપર વગાડી મુસાફરને આપી દે. લલ્લુએ તેમ કર્યું. મુસાફર એક રૂપીઆના બે અર્ધારૂપીઆ

થયાં. પછી માએ કહ્યું કે ઢબુના બે પૈસા આવે છે. અને આનાના ચાર પૈસા આવે છે. નાની બેને પૂછ્યું કે આનો તો ઢબુ કરતાં જુદી જાતનો છે, તે શાનો થતો હશે વારૂ? માએ કહ્યું પાઈ, પૈસો અને ઢબુ એ તાંબાનાં થાય છે, અને આનો નીકલ નામની રૂપા જેવી ધોળી ધાતુનો થાય છે.

લઈ ચાલતો થયો. થોડે દુર ગયા પછી મુસાફર પાછો આવીને કહે કે, શેઠ, મારે મુસાફરીમાં પાવલીની જરૂર પડશે. માટે આ એક અર્ધો-રૂપીઓ પાછો રાખી તેની પાવલીઓ આપો. નવલશાએ એક અર્ધારૂપીઆની બે પાવલી આપી. એટલામાં નવલશાના હાથમાં એક બીજા માણસે પાવલી મૂકી તેની બેઆની માગી. નવલશાએ એક પાવલીની બે બેઆની આપી. લક્ષુને પાવલી ને બેઆની હાથમાં લઈ જોવાનું મન થયું. તેથી નવલશાએ એક પાવલી અને એક બેઆની લક્ષુના હાથમાં આપી. જોઈને તે પાછી આપતાં કહે કે, બાપા પાવલીમાં ને બેઆનીમાં રૂપીઆના જેવુંજ રાજાનું મહોરું છે. એટલામાં નવલશાના નોકરે શાક લેવા પૈસા માગ્યા, નવલશાપાસે પૈસા ન હોતા, તેથી લક્ષુના હાથમાં એક બેઆની આપી પાસેની દુકાને પૈસા લેવા મોકલ્યો. દુકાનદારે બેઆનીનો એક આનો ને ચાર પૈસા આપ્યા. લક્ષુએ તે નવલશાને ગણી આપ્યા. પછી લક્ષુ ને તેનો બાપ નવ-લશાની રજા લઈ ઘર તરફ ચાલતા થયા.

---

ટીપ:—શિક્ષકે આ પાઠ શિખવતી વખત તમામ નાણું હાજર રાખવું તથા વધારાના પ્રશ્ન પૂછી અરસપરસ નાણુંનો મુકાબલો કરાવવો.



| | | | |
|---|---|---|---|
| જાર. | અડદ. | ચોળા. | ખાંડ. |
| ઘઉં. | ચણા. | મઠ. | સાકર. |
| ચોખા. | વાલ. | ખેતર. | ભાજી. |

## સાંભળો. ઓળખી. અનાજ.

છોકરાં તમને દાણાના નામ આવડેછે? હા. જાર, બાજરી, ઘઉં, ચોખા. એ ચાર કરતાં વધારે નામ આવડેછે? ના. સાંભળો ત્યારે હું તમને કહું. મગ, અડદ, ચણા, વાલ, ચોળા, મઠ. એ બધાંને તમે ઓળખી શકો? વાલ, ચોળા, મઠ અમારા જેવામાં આવેલા નથી. લો, હું તે દેખાડું. આ બધાંને અનાજ, કહેછે. ગોળ, ખાંડ, સાકર, દૂધ, ઘી, ભાજી,

# પાઠ ૫૪ અનાજ ભાગ ૧ લો.



એ અનાજ કહેવાય ? ના, ખેતરમાં દાણા પાકે છે તે અનાજ; બીજાંને અનાજ ન કહેવાય.

---

પાઠ ૫૫ અનાજ ભાગ ૨ જો.

## તુવેર. ખીચડી. વેકરીઓ. કાંગ. બંટી. બાવટો. ખડધાન. રૂષિઓ. ગુજરાન.

છોકરાં, આગલા પાઠમાં અનાજનાં નામ દીધાં તે તમને યાદ છે ? હા સાંભળો, તેમાંનાં કેટલાંક એમનેએમ રાંધીને ખવાય છે; કેટલાંકને દળી લોટ કરી તેની રોટલી કે રોટલા કરેછે. ઘઉંના લોટની રોટલી કરેછે. જાર બાજરીના લોટના રોટલા થાયછે. અડદ, મગ, ચણા, વાલ એ એમનેએમ રાંધીને ખવાયછે; અથવા તેને ભરડીને દાળ કરેછે. તુવેરની દાળ તમે ખાધી છે ? હા, અમારે ઘેર ઘણી વખત તુવેરની દાળ કરેછે. રાંધેલા ચોખાને ભાત કહેછે. ચોખા સાથે મગની કે તુવેરની દાળ ભેળી ખીચડી કરેછે. કોઈ પણ અનાજ કાચું ખાવું નહિ. કાચું ખાઇએ તો પેટમાં દુખે ને માંદા પડીએ. ખડમાંથી થનારા વેકરીઓ, કાંગ, બંટી, બાવટો વગેરેને ખડધાન કહેછે. અસલના વારામાં ઋષિઓ જંગલમાં તપ કરતા તે વખત ખડધાનથી પોતાનું ગુજરાન ચલાવતા.

| | | | |
|---|---|---|---|
| ટોપલી. | ઓરતી. | બદ્દલેછે. | ઝીણા. |
| પડખે. | ફેરવતી. | વહેલાં. | મૂઠી. |

જુઓ, મા દીકરી દળેછે. ઘંટી ઘુમઘુમ ફરેછે. નાનો છોકરો પાસે રમેછે. ઘઉંની ટોપલી ભરી એક પડખે રાખી છે, તેમાંથી મા એક હાથે મૂઠી ભરી ઘંટીમાં ઓરતી જાયછે, બીજે હાથે ઘંટી ફેરવતી જાયછે. એક હાથ થાકી જાય, એટલે બીજો હાથ બદ્દલેછે. રોજ સવારમાં વહેલાં ઊઠી દળેછે. સાંભળ

## પાઠ ૫૬ ઘંટી.





કુંભાર. આવ્યું. વિચાર. એટલા.
હસવું. ફૂલાયો. બૂમો. લાકડી.

એકવાર એક કુંભારના ગધેડાના મનમાં આવ્યું કે, કુંભાર કુતરાપર જેવું હેત રાખેછે,

બા, દળતા દળતાં મા દીકરી ગીત ગાયછે. ભાઈ, તેથી તેને થાક થોડો જણાયછે. આ દળનારી એક દાણો બગડવા દેતી નથી. લોટ ઝીણો થાયછે. દળી રહે એટલે ટોપલીમાં લોટ ભરી લેછે. પછી હાથ, મોં ધોઈ સાફ કરેછે.

પાઠ ૫૭ ગધેડાની વાત.



તેવું હેત મારાપર રાખે તો કેવું સારું? માટે કુતરો જેમ કુંભારને ખુશી કરવા પુછડી હલાવેછે ને કૂદેછે, તેમ હું પણ તેની આગળ કરું. આવો વિચાર કરેછે, એટલામાં કુંભાર ઘેર આવી ઓટલાપર બેઠો. એટલે ગધેડો કુતરાની પેઠે પુછડી હલાવી કૂદવા મંડી ગયો. આ જોઈ કુંભારને હસવું આવ્યું. તેથી ગધેડો વધારે ફૂલાયો, ને પાછલા પગપર ઊભો થઈ, આગલા પગ કુંભારપર મૂકવા ગયો. તેથી કુંભારે બૂમો પાડવા માંડી. આ સાંભળી તેના દીકરાએ દોડતા આવી ગધેડાને લાકડી મારવા માંડી. તેથી ગધેડો અધમુઆ જેવો થઈ ગયો. આ દેખાવ જોઇને એક સમજુ માણસ બોલ્યો કેઃ-

(દોહરો.)

**વગર વિચારે જે કરે, પાછળથી પસ્તાય;**
**કામ બગાડે આપનું, જગમાં હાંસી થાય.**



| | | | |
|---|---|---|---|
| મેમાન. | સુરણ. | ભીંડા. | નરસું. |
| સમજ. | વેંગણ. | ગવાર. | કારેલાં. |
| બટાટા. | રતાળુ. | શીંગો. | મેથી. |

ભાઈ, આજ તો આપણે ઘેર મેમાન આવેલા છે, માટે શાક વિના ચાલશે નહિ. પાનાચંદ, લે આ પૈસા, તેનું શાક લઈ આવ. બા, શું શાક લાવું? ભાઈ, સારું જોઇને લાવજે. બા, સારા નરસામાં મને સમજ ન પડે. હું તો તમે કહો તે લાવું. બજારમાં જે જે શાક મળતાં હોય તે કહે. બટાટા, સુરણ, વેંગણ, રતાળુ ઘણી વખત મળેછે. ભીંડા, ગવારની શીંગો,

## પાઠ ૫૮ શાક.



તુરીઆં ને ગલકાં પણ કોઇ વખત આવેછે કારેલાં મળેછે ? ના. થોડા દિવસ થયાં કારેલા જોવામાં આવતા નથી. ભાજી તો હશે ? હા, મેથીની ભાજી ઘણી આવેછે. ત્યારે બે પૈસાનાં વેંગણ ને એકાદ પૈસાની મેથીની ભાજી લઇ આવ. ભાજી તાજી હોય તે લેજે.

પાઠ ૫૯ આકાર.

## ચીતરતાં. ચીતર્યું. બાજુ. ખૂણા. ગોળ. કુંડાળું.

આવો, બેન આવો, આપણે આજ નવી રમત રમીએ. શી નવી રમત રમીશું ? જુઓ, તમને આવું ચીતરતાં આવડે-છે ? એમાં તે શું ! એવું તો હું હમણાં મારી પાટી ઉપર ચીતરી આપું. જો, મેં મારી પાટી ઉપર ચીતર્યું. બેન, ચીતરતાં તો ઠીક આવડેછે, પણ તેને કેટલી બાજુ ને કેટલા ખૂણા છે ? ચાર બાજુ ને ચાર ખૂણા. ભાઈ, મને તો આવું ત્રણ બાજુ ને ત્રણ ખૂણાવાળું પણ ચીતરતાં આવડેછે. બહુ સારું, બેન, પણ આનું નામ આવડેછે ? તેનું નામ ગોળ કુંડાળું. એવું પણ તમે એક વાર ચીતરી આપો.



## શાહી. શીસો. ચીસો. સંગ. હાની. ખુવાર. પંજા. થાબડે. ચાળા. વાનર.

એક શેઠને ઘેર એક વાંદરો તથા બિલાડી હતાં, તે બંને હળી મળીને રહેતાં. વાંદરે પોતાના શેઠને હજામત કરાવતાં ઘણીવાર દીઠો હતો. એક દિવસ તે વાંદરાના મનમાં હજામ બનવાનો વિચાર આવ્યો. તેથી તેણે પોતાની સાથે રહેનારી બિલાડીને પકડી, તથા ઘરમાં શાહીનો શીસો હતો તે લીધો. બિલાડીની ચીસોથી ઘરનાં માણસે જોયું, તો જેવી

રીતે શેઠના વાળ હજામ પલાળતો, તેવી રીતે વાંદરો બિલાડીને માથે શાહી રેડી વસતો હતો. આ જોઈ બધાંને બહુ હસવું આવ્યું. બિલાડી છૂટવા માટે તરફડીઆં મારતી, તો વાંદરો તેને પોતાના પંજાથી થાબડતો, અને હસવું આવે એવા મોંના ચાળા કરતો. બિલાડી ચૂપ રહેતી એટલે વાંદરો પોતાનું કામ કરવા મંડતો. આ વખતે મહેતાજી શેઠ પાસે બેઠા હતા. તે આ દેખાવ જોઈ બોલ્યાઃ—

( દોહરા. )

અણસમજુના સંગમાં, ઉપજે દુઃખ અપાર;
હેત છતાં હાની કરી, ઉલટાં કરે ખુવાર. ૧.
જુઓ બિલાડી બાપડી, વસી વાનરને સંગ;
મુંઝાણી મનમાં ઘણી, ખરડાયું નિજ અંગ. ૨.



| | | | |
|---|---|---|---|
| ત્રાજવી. | જલેબી. | બરફી. | પેંડા. |
| ટોપલા. | ગાંઠીઆ. | ઘરાક. | સેવ. |

ચૂલ. તાવડો.

જુઓ છોકરાં, આ કંદોઈની દુકાન કેવડી મોટી છે? કંદોઈ હાથમાં ત્રાજવી લઈ મીઠાઈ તોળેછે. સામાં ઘરાક ઊભાં છે. દુકાનમાં એક તરફ જલેબી ને લાડુ ગોઠવેલા છે. બીજી તરફ સેવ ગાંઠીઆના ટોપલા ભરી રાખ્યા છે. એક થાળીમાં પેંડા ભરેલા છે. બરફી પણ તૈયાર છે. એક કંદોઈ ચૂલપર તાવડો મૂકી દૂધ

## પાઠ ૬૨ કંદોઈની દુકાન.



ઊનું કરેછે. આજ તો આપણે તાજી જલેબી લઇએ. તાજી જલેબી ખાવામાં બહુ મજા પડેછે. મોતી કહે, જલેબી સાથે થોડા ઘણા સેવગાંઠીઆ લેશો, તો વધારે મજા પડશે. નાની બેન સારૂ એકાદ પેંડો તથા બરફીનો કટકો લેજો.

## પાંઠ ૬૨ બિલાડીનું ડહાપણ.



| | | | |
|---|---|---|---|
| ચાલ. | પાળેલી. | ઓરડો. | જમવું. |
| વેળા. | વાટ. | ટાંગેલો. | દોરી. |

એક શેઠના ઘરમાં બિલાડી પાળી હતી. તે

શેઠના ઘરમાં એવો ચાલ હતો, કે જમવાની વેળા થાય ત્યારે ઘંટ વગાડતા. ઘંટનો અવાજ સાંભળી, ઘરનાં બધાં માણસો જમવા આવતાં. તે વખત પાળેલી બિલાડી તેમની પાસે આવી બેસતી. તેથી તેને પણ ખાવાનું મળતું.

એક દિવસ જમવાની વેળાએ બિલાડી બહાર ફરવા ગઈ હતી. તે ફરીને આવી ને ઘંટ વાગવાની વાટ જોઈ બેઠી. ઘણી વાર વાટ જોઈ, તોપણ ઘંટ વાગે નહિ. તેથી જે ઓરડામાં ઘંટ ટાંગેલો હતો, તે ઓરડામાં બિલાડી ગઈ, ને પગવતી ઘંટની દોરી પકડી ઘંટ વગાડવા મંડી. ઘરનાં માણસો ઘંટ બીજી વાર વાગતો સાંભળી ઓરડામાં જોવા ગયાં, તો બિલાડીને ઘંટ વગાડતાં દીઠી. આ જોઈ બધાંને બહુ હસવું આવ્યું. હસતાં હસતાં શેઠની દીકરીએ બિલાડીને રોટલી નાંખી, તે તેણે ખાધી.

પાઠ ૬૩ સાતવાર.

## સાતવારીઉં. સુરજ. આકાશ. છેલ્લો.
## અઠવાડીઉં. ચંદ્રમા. તારા. નોકર.

મનુભાઈ, આજ નિશાળે કેમ નથી ગયા ? બાપા, આજ રવિવાર છે. તેથી મારી નિશાળમાં રજા છે. આવતીકાલે જઈશ. ભાઈ, આવતીકાલે કયો વાર આવશે ? સોમવાર. સોમવાર પછી કયા કયા વાર આવે તે તું જાણે છે ? બાપા કોઈ કોઈ વારનાં નામ તો મને આવડે છે, પણ બરાબર વાર ગણતાં આવડતાં નથી.

અઠવાડીઉં

રવિવાર.
સોમવાર.
મંગળવાર.
બુધવાર.
ગુરૂવાર.
શુક્રવાર.
શનિવાર.

ભાઈ, સાંભળ, ત્યારે હું કહું. સોમવાર પછી મંગળવાર ને તે પછી બુધવાર આવે છે. બાપા, રવિ, સોમ, મંગળ ને બુધ એ ચાર વારનાં નામ તો મને બરાબર ગણતાં આવડે છે, પણ તે પછી કયા વાર આવે ?

ભાઈ, બુધવાર પછી ગુરૂવાર આવે છે. આ વારે કેટલાક લોકો છોકરાંને નિશાળે બેસાડે છે. ગુરૂવાર પછી શુક્રવાર આવે છે, તે દિવસે

કેટલાક લોકો ઘણા ખાય છે. શુક્ર પછી છેલ્લો શનિવાર આવે છે. તે રવિથી સાતમો વાર છે. શનિ કેડે પાછો રવિવાર આવે છે, એટલે વાર સાતજ છે.

એ સાત વારનું ભેળું નામ સાતવારીઉં કહેવાય, પણ લોકો તેને અડવાડીઉં કહે છે.

બાપા, સાત વારનાં નામ તો જાણ્યાં, પણ તે નામ શાપરથી પડયાં હશે? ભાઈ, સુરજનું બીજું નામ રવિ છે, તે ઉપરથી રવિવાર નામ પડચું છે. તારી નિશાળમાં જેમ રવિવારની રજા પડે છે, તેમ સરકારી તમામ નોકરોને પણ રવિવારની રજા મળે છે.

આકાશમાં રાતે ચંદ્રમા દેખાય છે, તેનું બીજું નામ સોમ છે; તે ઉપરથી સોમવાર નામ પડચું છે. તેમજ મંગળ, બુધ, ગુરૂ, શુક્ર ને શનિ નામના તારા આકાશમાં દેખાય છે, તેના નામપરથી તે વારનાં નામ પડયાં છે.

બાપા, વારનાં નામ સુરજ, ચંદ્ર ને તારા પરથી પડયાં છે તે તો મેં આજેજ જાણ્યું. નિશાળમાં મારા ભાઈબંધોને પણ તે વાત કહીશ. બહુ સારું ભાઈ, પણ કેટલા વખતને એક વાર કહે તે તું જાણે છે? ના જી. સાંભળ, ત્યારે હું કહું. એક સવારથી બીજી સવાર સુધી એક વાર

---

જગપતિ=પરમેશ્વર. જલભંડાર=સમુદ્ર. [ નાર.
પદાર્થ=વસ્તુ. પ્રાણી=જીવ. સરજનહાર=બનાવ-
રક્ષા=રક્ષણ. જગદાધાર=પરમેશ્વર.
કરૂણા=મહેરબાની. પાલનહાર=પાળનાર.

---

ગણાય છે. આજ તને જે કાંઈ શિખવવામાં આવ્યું, તે બરાબર યાદ રાખજે.

---

### પાઠ ६४ ઈશ્વરનું ભજન.

પદ.

નમીએ વારંવાર, જગપતિ નમીએ વારંવાર.—ટેક.
સૂર્ય ચંદ્રને અગણિત તારા, વાયુ જળભંડાર.—જગ.
ઝાડ પહાડ પદારથ પ્રાણી, સર્વે સરજનહાર.—જગ.
તુજ રક્ષાથી ટકી રહ્યો છે, આ સઘળો સંસાર.—જગ.
જેને જે જે લાયક તે તે, દે છે જગદાધાર.—જગ.
પાળે પ્રીતથકી પ્રાણીને, કરૂણાના ભંડાર.—જગ.
શુભ કામોમાં સાહ્ય કરે છે, પૂરણ ધરીને પ્યાર.—જ.
સદ્વિદ્યા સદ્બુદ્ધિ વધારો, માગીએ પાલનહાર.—જ.

# જાહેર ખબર.

આ ચોપડી નીચે લખેલે ઠેકાણેથી રોકડી
કીમતે મળશેઃ—

જુનાગઢમાં બુકસેલર વૃંદાવન ડી. પારેખ.
વઢવાણમાં બુકસેલર જેચંદ તલકશી.
વેરાવળમાં બુકસેલર વલ્લભદાસ ભાણજી.
ભાવનગરમાં બુકસેલર પુરૂષોત્તમ ગીગાભાઈ.

જે વેપારીઓ આ ચોપડી વેચવાની મરજી પત્રથી જણાવશે તેનો બંદોબસ્ત કરીશું.

એ સિવાય અમારે ત્યાં દરેક પ્રકારના ઈંગ્રેજી ગુજરાતી ઉપયોગી પુસ્તકો વિગેરે સામટા જથામાં કે પરચુરણ મળી શકે છે. સઘળો પત્રવ્યવહાર નીચેને સીરનામે કરવો.

વૃંદાવન ડી. પારેખ.
બુકસેલર—જુનાગઢ